આવૃત્તિ ૧ લી. ]　　　　[ પ્રત ૧૦૦૦



પ્રગટ કર્તા

માસ્તર. નાનાલાલ પ્રિ. મગનલાલ.

# ભરથરી નાટકનાં ગાયનો.

કિમ્મત બે આના.





અમદાવાદ.

ધીકાંટે યુનિયન પ્રિન્ટીંગ પ્રેસ.

સંવત ૧૯૪૬　　સને ૧૮૯૦

કિમ્મત બે આનાં.

૪૬૭૪

# भर्तृहरी नाटकनां गायनो.

---

**સર્વપાત્રો** **કલ્યાણ.**

શ્રી વિશ્વપતી, વારો દુરમતી;
માત ભર્ત ભૂમી મને, સ્હાય થા અતી—(એ ટેક.)
સ્વદેશ પ્રીતીનીતિ સૌમાં, ભરો આપ ભરપુર;
શુરવીર સંતો સદા આનંદી, રહે ગર્વે અકચુર. શ્રી૦ ૧
એકમેકને સંપી ચાલે, વધારે વિદ્યા તેજ;
લાજ મર્યાદા રાખે મનમાં, જન્મ્યો જગમાં એજ. શ્રી૦ ૨
ખેલ ખેલીએ હોંશે આજે, નિરખો સકળ સમાજ;
ભૂલચુકની માફી દેજો, સજ્જન અમને આજ. શ્રી૦ ૩

**રૂષીઓ—** (નાથકેસે ગજકો બંધ છોડાયો—એ રાગ.)
પ્રભુજી ચાહે સો કરે પલકમે, ખોટો ખેલ રચ્યો છે ખલકમે
વનસ્પતી વૃક્ષભાર અઢારને, જંગમ સ્થાવર મીલકે. (ટેક.)
સૃષ્ટીપતીની અલૌકીક રચના, તેજ હૈ નાભી કમળકે. પ્રભુ.
અંતરજામી છે બહુ નામી, સેવક સ્તવન કરે છે;
પૂર્ણ કરો સૌ કાર્ય અમારાં, સેવક ધ્યાન ધરે છે. પ્રભુ.
પાપ પ્રલય કર હે પરમેશ્વર, શાંન્તી કરોને અમોને;
દુશ્મન દળને તું દેજે હઠાવી, અરજી કરીએ તમોને. પ્રભુ.

**પીંગળા—** **ગજલ.**

**(ઇંદ્રસભામાં ગવાતી ઢબની.)**

પ્યારી કેરા પ્યાર પાસ છે પુરૂષ દાસ.

નેણુના કટાક્ષે જોગી છોડે સમાધિવાસ;
મધુર બોલ મંદહાસ્ય અને નેત્ર બાણુ,
પુરૂષ દીલ દેખી ડોલે, થાય વશ પ્રાણુ.
શુરવીર નર લાવે, રણુ વીશે શૂર;
નેત્રબાણુ ફટ વાગે, પડે જઈ દુર.

**ગીતી.**

શાણી દાસી સુણુ તું, પતી મારી પાસે આવે જ્યારે;
મુક્તિ રચવી ત્યારે, પુરૂં પતીવ્રત હું પાળું ભારે.

દાસી— **ગજલ.**

શું કરૂં વખાણુ બાઈ આપ રૂપનું,
નીરખી નયણુ વશ, મન છે ભુપનું;
કનકમય કાય છે, ચપળ નેત્ર બાણુ,
ગાલ છે ગુલાબી ફુલ, મુખ બીજો ભાણુ.
નારી અવનીમાં નથી, આપની સમાન,
રૂપ ગુણુ દેખી ઝાંખે, દેવી કામની;
આપ ચાલ દેખી ખરે, હંસ ભૂલે ચાલ,
ચંદ્રસમ તેજ મારે, આપનું કપાળ.

પીંગળા— [શીદ અકળાયે બેની. એ રાગ.]

વસો મુજ પાસ, સ્વામી, વસો મુજ પાસ,
મનના મેળાપી પ્યારા, વસો મુજ પાસ. [એ ટેક.]
ગાનતાન ગમે નહીં. નહીં ભોજનનો ભાવ;
છોડીને જવાનો નિત, શો પડયો સ્વભાવ. વસો. ૧
રહું સાથ સદા હવે, સુરપ હેતથી;

આપ વીના સ્વામી મને, ગમતું નથી. વસો. ૨
એકએકમાં કદાપી મળી જવાય નાથ;
પણ તેમ થાય નહીં, નકર રહું સાથ, વસો. ૩
જળમીન પતંગ દીપ, સાથે જેવો પ્યાર;
સત્ય માનો મારી પ્રીતી, તેવી હે સરદાર. વસો. ૪

### સારંગ

નાથ ભોગવનાં નિત્ય વિલાસ, બળત બદન જબ કરત જુદાઈ;
નાહી, મન મુજ જરી સુખદાઈ. [ એ ટેક. ]
મુકી કચેરીમાં આપ જાતેહો, ચરચર બળે આગ અંગ માંહે;
ખચીત સુણો સ્વામીજી પ્યારે, વારે વારે હરગીજ રેતીમેં ઉદાસ.

**ભર્તૃહરી—** સીંહાનો કનરો.

કદી ન રાખું પ્રાણપ્યારી જુદાઈ, શીદ ગભરાયે શાણી તું આંઇ,
મનહર શુશોભિત મુખડું નિહાળી, હરખ ઉપજે અતિ અંગ માંહી;
સઉસે ત્યાગી ચાહું તુજને, નિરખું તને નિત્ય આનંદ લાઇ,
પ્રાણપ્રીયા તજને તું ચિંતા, મારી વ્હાલી મન શું મુંઝાઈ. ૧

**ભર્તૃહરી—** બરવાની ઠુમરી.

શું અવતાર જગમાંહી લીધો જન, ભોગ વિલાસ નહી કીધો તે,
માણી ન મૃગનેણી કદી પ્રીતે, દ્રઢ જન્મારો વ્યર્થ લીધો તે;
પતીવ્રતા પદમણી પરખી પોતે, પ્રેમ પ્યાલો ન નેહે પીધો તે.

### શીખરણીવૃત.

અતિ આનંદકારી, મધુરવદતી સદા સંગ કરે,
બરજોબન ભારી સ્તનપર અત્તર મર્દન કરે;

ખચિત એ નારી, શુકજનોને આનંદીત કરે;
હરી તે મનને, ભૂપતિ શ્રી મન શાન્તી કરે.

**પીંગળા—** **ગજલ.**

જલદી અશ્વપાળને, દાસી તું તેડી લાવ,
કામનો વિકાર થયો, જા તું ઝટ આવ;
મન હરખ પામે મારૂં, નિરખીને અપાર,
પ્રાણથી અધિક વ્હાલો, એ હૈયાનો હાર.

**દાસી—** અરે તર્ક જાત એની, ઘટે નહીં બાઈ,
વિચાર નિચ શાને માટે, લાવો મનમાંહી;
પતીવ્રત ભંગ કરી, કરો નીચ યાર,
શાણાં સમજુ છો તમે, નથી એમાં સાર.

**પીંગળા—** ધર્મ દિલ ધારી તારો, ઝટ જા આ વાર,
અશ્વપાળ યાર મારો, એજ જીવનહાર;
મંદ બુદ્ધિવંત પણ, પીછાણે શ્રૃંગાર,
સુખ સર્વ પામું એથી, માટે બાંધુ પ્યાર.

**દાસી—** પતીવ્રત ભંગ કરે બેસશે કલંક,
સ્વામી જ્યારે જાણશે, દુઃખી થશો નિશંક;
મારૂં પણ મોત બાઈ, થશે નિરધાર;
માનો માનો માટે માનો, નથી એમાં સાર.

**પીંગળા—** **સીંહાનો કનરો.**

અરે વિચાર્યા વગર તું વદે દાસી, યારના દર્શનની થઇ છું પ્યાસી.
અંતર રાખ્યા વીના કહ્યું તુજને, લાવી દે મારો મદન વિલાસી;
ના કહીને જો કરીશ નીરાશી, તો હું તુજને ચઢાવરાવીશ ફાંસી,

દાસી — ગજલ.

આજ્ઞા ઉઠાવું ક્રોધ, કરો નહીં બાઇ,
મુર્ખ સાથે પ્રીત કર્યે, થશો દુઃખદાઇ;
ભૂપ ભલા ભરથરી, છે બહુ ચતુર,
શાણી તેનાં નાર થઈ, કાં ગુમાવો નુર.

પીંગળા— ગજલ.

પ્યારી દાસી તેડવાને, જાય મારો યાર,
આવે નહીં એમ કદી, છે જક્કી ગમાર.
લાલચ આપી ખાવા કેરી તેડી તું લાવ,
ઝટ પુંઠે આવશે એ, નવો મારો નાવ.

દાસી—શીખવવું બાઈ એમાં, પડે નહીં મને,
ઝટવારમાં હું લાવું, એને અહીં કને;
યુક્તિયો અપાર જાણું, છું હું માગી બાઈ,
હવે લાલ જઇ ઝટ, તેડી લાવું આંઈ.

(એમ કહી તેડવા જાય છે ત્યાં રસ્તામાં.)

દાસી— આશાગોડી.

મદન પીડા મહાકારી, લાગે ઈશ, મદન પીડા મહાકારી. [એ ટેક.]
અતિશય પતિ જેનો રૂપાળો, તેની નારી રમે જારી. લાગે.
ત્યાગી સર્વે કરી પટરાણી, તે કરે તર્કની યારી. લાગે.
ધિઃક ધિઃક બાઈ ધિઃક તુજને, ભ્રષ્ટ બુદ્ધિ વિચારી. લાગે

(શાંતીરામ વિપ્ર અમર ફળ લઇને આવે છે.)

શાંતિરામ— ત્રોટક.

ભાગ્યવંત ભૂપતી માળવ તણા,
જય પામો જીવજો વર્ષ ઘણા;
અખંડ રાજ્ય અવનીમાં રહો,
આશીષ્ય મારી ઉરે ગ્રહો.

ભર્તૃહરી— (રાણીને ફળ આપે છે તે વખતે.)

જંગલો ઝીંઝોટી.

ફળ આ જો લે પ્યારીરે આપ્યું વીપ્રેરે—એ ટેક.
હવેથી તે તું આરોગ મારી વ્હાલી, મરણથી થા નિરાળીરે,
આરોગે જે નર કે નારી, અમ્મર તે ભાગ્યશાળીરે.

પીંગળા— નટકેદાર

વાહ! વાહ! હો પ્યારા મારા, આરોગો આપ આનંદે વ્હાલા,
આપ આરોગી બનો અમર ભોગી. રાજ્યાસને બેસો લાલા;
હુંરે અમર બની શું કરૂં પ્યારા, માનોને મારા રહીયાળા.

ભર્તૃહરી— આશાગોડી.

વ્હાલી લાગે મને પ્યારી, પ્રીયમારી, વ્હાલી લાગે મને પ્યારી,
ક્ષણ એક જો જુદી પડે તો, શુદ્ધ બુદ્ધ ભૂલું હું મારી. પીયા૦
તું કાન્તાના સંયોગે સુખી, તુજ પર જાઉં વારી વારી પ્રીયા૦
આરોગી આ ફળ થાતું અમ્મર, તેથી થઉં ખુશકારી. પ્રીયા૦

પીંગળા—[સ્વગત] રાગદેશ.

વ્હાલો પ્યારો, છે જે રંગીલો અતિ સારો, ખવરાવું ફળ તેનેરે. ટેક.
રૂડો રસીલો, અમર બની મને, આપશે સુખડું સંસાર. વ્હાલો૦

ક્ષણુ એ વિના ન ગમે મુજને, બળે અંતર વિકાર. વ્હાલો૦

[ પીંગળાના ભરમાવ્યાથી ભર્તુહરી વીક્રમાદિત્યને દેશ નિકાલ કરે છે તે વખત વિક્રમાદિત્ય બોલે છે. ]

વિક્રમાદિત્ય— માલીની છંદ.

અરે ! અરે ! અરે ! કદી એ વિચાર ન ધાર્યો !
કેમ ! કેમ ! કેમ ! બંધુ, મને મેંણુંજ માર્યો !
છટ્ ! છટ્ ! છટ્ ! ભ્રાતા મારા શું બોલો !
કરો કરોને વિચાર, આપ અંતર ખોલો !

લાવણી.

બંધુ મારા ભરથરી તમે શીદ કરોછો કોપ,
તમે ગુન્હા વગર ( ૨ ) નવ આપો મને આરોપ. [ ટેક. ]
છો મુગુટ મણી ( ૨ ) કેમ તજ્યું નિતી ભ્રાત;
આપ પત્નીને માત કહીં કેમ કરૂં એવી વાત. બધું૦
દો વચન જુઠો, (૨) નથી ઘટીત ભ્રાતા મારા;
પસ્તાવું પડશે પુઠેથી, સમજો હે સરદારા. બધું૦
થઈ નારી વશ (૨) તમે ચુકો તમારો ધર્મ;
કડવાં ફળ પામી પાછળથી, ધરશો દિલે શર્મ. બધું૦

ભર્તુહરી— [ આઠ. મેરાં ગમઠા તરાના એ રાગ. ]

શું રહે નઠારા દેશમાં મારા, ધિઃક છે તુજ અવતાર;
નથી વિચાર સારા, પાપી એ તારા, દેશમાં મારા. ધિઃક ટેક.
પ્યારી મારી પીંગળાના, મહેલમાં છાનો જાય,
માત માત કહી કપટથી, મેળવવાને ચહાય;

આજ પોગળ તારાં, ઉચ્ચ્આં સારા, દેશમાં મારા. ધિ:કો૦

**વિક્રમાદિત્ય—** ( સુંણો દિલ્લી તખ્ત —એ રાગ )

અરે કઠણ હ્રદયના ભ્રાત, નગરી માંહી નહી ઠહેરે;
સાચી માની સ્ત્રીની વાત. નગરી૦
ફટ ફટ તું થયો નારી વશ. નગરી૦
જા જા પ્યારી સાથેજ હસ. નગરી૦
હવે અન્ન પાણી અહીંનું હરામ. નગરી૦
નવ કરૂં તારી નગરીમાં ઠામ. નગરી૦
જ્યારે પામીશ પ્યારનો સ્વાદ. નગરી૦
ત્યારે કરીશ મુજને યાદ. નગરી૦
તજી રાજ્ય તારૂં જાઉં વન. નગરી૦
કાંઈ નથી દયા તારા મન. નગરી૦

**ગુણસુંદરી—**( અશ્વપાલ ફળ આપી જાય છે તે જોઈને. )

**ખંભાત.**

અમરફળ આવ્યું રે, કરવું શું તેનુંરે.
ખાવું કે નૃપને ધરવું. સમાધાન થાય ન એનુંરે. [ ટેક. ]
અમર થઇ કરૂં શું હુંરે, ધંધો નીચ છે મારેરે;
રાજા થાયે અમર તો સંકટ સૌના નિવારેરે. અમર૦

**ભર્તૃહરી—**( ફળ જોઇને ) **ગીતિ.**

પ્યારીને આપેલું, ફળ આ ક્યાંથી આવું અહીં;
ક્યાંથી ગુણુસુ પાસે, આવ્યું તેની સમજ પડે નહીં.

ભર્તૃહરી--( રાણીનું કપટ જણાયાથી ગુસ્સે થઈ. )

## ગજલ.

દગા કૈસા દીયા મને નિચજાત પીંગળા,
વીક્રમ જૈસા બંધુ મેરે, જંગલ નીકલા;
વીશ્વાસ મેને રખા તેરા, ફળ એ દીયા,
છાને છાને કર્મ કરતી, કેહેતી પીયા પીયા.

ભર્તૃહરી--

## માલીની* છંદ.

સત્ય સત્ય વાણી વિક્રમા ભાઇ તારી,
ફટ ફટ હું ભૂલ્યો, નવ જાણી જારી;
ગુન્હા વગર તુજને, કાઢયો મેં ભાઈ,
છટ્ છટ્ ભરથરી, ભૂલ્યો થઇ કસાઈ.

ભર્તૃહરી

## ઝીંઝોટી.

તજ તું માન ગુમાન, મનડા મેરા, તજ તું માન ગુમાન—ટેક
રાજ્ય પાટ કે રંગમે રેહેકર, નહીં ધરનાં અભીમાન. મનડા૦
ખારી નારી તારી સમજ તું, સમજ મન નાદાન. મનડા૦
છોડ જગતકી જુઠી માયા, લાવી મનમાં સાન. મનડા૦
તજી તોફાનને જવું જંગલમાં, સ્મર પ્રભુકા નામ. મનડા૦

પીંગળા—

## લલીત છંદ.

અરેરે નાથજી, ધિક્કાર છે મને; કુડ કપટથી, ફુખાવીયા ખરે;
વંત તોડીને, દોષ મેં કર્યાં, ખરે ખરે ખરે, વાંક તે હયે.
અરે વિક્રમજી, મેં કર્યા દુઃખી; ભ્રષ્ટ બુદ્ધિથી, થઈ કાળ મુખી.
મંઝાઉં છું હવે, મને માંહ્યરે, ક્ષમા કરીને, થાઓ સ્હાયરે.

દાસી— સહર.

ધીર ધાર્ય ધરો, દુઃખ દુર કરો, કલેશ કાઢીને, વિનતી કરો.

કામ તાપ તે, દુઃખ મૂળ છે; પતિ ભૂત તું, શત્રુ શુળ છે.

દેવ દેવીઓ, કામ વશ થયા, ઋુષી સમાધીયો, છોડી દયા.

માટે વીખાળા, લેલાટ લેખ છે. જન્મ સુધી તે ખરી ભેખ છે.

( ભર્તૃહરી ભેખ ધારણ કરતી વખતે. )

ભર્તૃહરી— લાવણી.

જુઠો સબ સંસાર, જોયો મેં, જુઠો સબ સંસાર;

આખર ખાખ બનત એ કાયા, જુઠો સબ સંસાર.—ટેક.

બ્રહ્મા વિષ્ણુ ઓર સદાશીવ, બવન ધરત અવતાર.

ગૌ બ્રાહ્મણ સંતન કે કારણ, વરસે વરસા ધાર;

વરસે વરસા ધાર, જોયો મેં જુઠો સબ સંસાર,

પાપી જનકું પરાજ્ય કરના, ધર્મ ઢાલ ધરનાર.

આલમ ધર્મો જય હોતાહે, સુખ દુઃખ સરજનહાર,

સુખ દુઃખ સરજનહાર, જોયો મેં, જુઠો સબ સંસાર.

[ ભેખ ધરી ભીક્ષા દેવા આવે છે તે વખતે રસ્તામાં. ]

શું છે જગતમાં સાર, સમજ મુંઢ શું છે જગતમાં સાર,

પ્રેમ પાસમેં મત સપડાના, આખોગે જુતીકા માર. સમજ.

ઇંદ્રકા ઇંદ્રાસન મીલે પણ, નહીં આશાકા પાર:

ભોગવ ભોગવતે નિત્યે ઝાઝા, પણ નહીં આવે પાર. સમજ.

દેહ દીસે આ કાચ કે બંગલા, ફટાકે ફુટી જનાર

પુન્ય પાપ દો સાથ ચલેગે, નહીં મંદીર દરબાર. સમજ.

મંજાજનો— મરશીયો.

હાય હાયરે આ શો ગજબ કર્યો રાજા, આ શો ગજબ કર્યો રાજા.

તમે મુકાવી સૌની માઝા. વોય હાયરે૦
મ્હેલેવે રાણીયો તમારી, ઝુરકે ઝુરકે કર્મા કુમારી;
તેનીરૂં દયા લાવો મોરારી. વોય હાયરે૦
કળાકેળો ભર્યો દરબાર, તાંણી તાંણી રૂપે સરદાર;
તેની દયા લાવો લગાર વોય હાયરે૦
તમે તજો આવેશ તમારો, ઝટ જોગી રાજાજી ઉતારો;
તમે પે'રો પોશાક સારો. વોય હાયરે.

(પીંગળાના મેહેલે ભીક્ષા લેવા આવેછે તે વેળા.)

પીંગળા— **ભરથરીનીચાલ.**

ફટ ફટ જુવાની તુજને. ફટ પાપી વીચારજી;
શીયળ ચુકાવ્યું માહરૂં, ધિઃક મારો અવતારજી.
જોગી શું થયા રાજા ભરથરી?
માફ કરો પ્રભુ માહરા, હું તો છઊં અજ્ઞાનજી.
હવેર કરૂં નહીં આવું હું, વળી મુજને સાનજી;
જોગી શું થયા રાજા ભરથરી!

ભર્તૃહરી—

મધુર વચનથી મુજને, શું કરવો છે વસજી;
ભેખ ધર્યો તારા પાપથી, છટ છટ દુર ખસજી.
આટો આપો તમે પીંગળા;
રાજપાટને ખોટી તું, ખોટો સંસાર સંગજી.
જંગલ વસુ જોગી થઇ, છોડી સંસારી રંગજી;

પીંગળા—

રસોઇ આંહી સ્વામી કરૂં, મીઠાં મીઠાં પક વાનજી

ભેગાં બેસી ભોજન કરૂં, ધરો વિનતી ધ્યાનજી.
જોગી શું થયા રાજા ભરથરી?
રાખું છાના જુગતીથી, મહેલ માંહી નાથજી;
સદા સુખમાં રહીશું, હળીમળીને સાથજી;
જોગી શું થાઓ રાજા ભરથરી.

**ભર્તૃહરી—**

ચલ ચલ ઝાઝું બોલ ન, ખસ ખસ જા દૂરજી;
બધુ તજ્યો સત્યવાદીને, થઈ નષ્ટ ક્રૂરજી.
આટો આપો ઝટ પીંગળા.

**યશોમાલતી—**

ભગવાં કર્યાં ભૂપ ભરથરી, દેખ્યું સહ્યું ન જાયજી;
ગજબ દૈવ આ શો થયો, અરેરે હાય હાયજી.
ભગવાં ન કરો રાજા ભરથરી.
માઈ ગાઈ ન કરો મને, સમજુ થઈ સ્વામી નાથજી;
દાવાનળ ઉઠે દિલમાં, દયા ધરો દિલ નાથજી;
ભગવાં ન કરો રાજા ભરથરી।

**ભર્તૃહરી—**

વાંક નથી તેમાં તાહરો, મારા કર્મનો વાંકજી;
ધર ધીરજ તું મનમાં, નહી વધે થયે રાંકજી.
ભેખ આપો જલ્દી મુજને;
સાર નથી સંસારમાં, સુખ સ્વપ્નાની રીતજી;
સાથે ન આવે મુઆ પછી, સાચી પ્રભુની પ્રીતજી.

કમળાક્ષી— સીતાજીના મહીનાનો.

મને આપી વચન પ્રાણનાથ, કર્યું તમે આ શું ?
જોઇ ભગવો આપનો વેશ, બળું બહુ મન હું.
શું પડયો મારો અપરાધ, સ્વામીજી કહો ખરે;
જેથી કોપ કર્યો અગાધ, હાય હાય અરેરે!
નથી લોપ્યું કદી વચન, શાણા શીર છત્રરે;
આપ વીના ઝુરી હું મરીશ, રીબી રીબી અત્રરે.

ભતૃહરી— શીખરણી વૃત.

બોલોના એ બોલ ભરમ ભર્યાં મુળ થકી,
ખરે તું તો એવા ચિંતાતુર બન ન અતી;
નથી હવે સ્વામી બન્યોછું યોગી ગુરૂ થકી,
રહ્યોછું તેના શરણે મરણનો ભય નથી નકી.

માલીની છંદ.

સમજ સમજ નિશ્ચે, નહીં જોગી ફરેરે,
છોડયો મેં સંસાર, પતી પતી શું કરેરે;
છોડ છોડ વામની, વેલી તું શું ધરેરે,
પ્રભુ ભજ પ્રેમે, કર્યા જેથી સરેરે.

કમળાકુમારી— ( દયાળુ દેવ કૃપાળુ તું—એ રાહ )

પીતા મારા કીધો કોપશો, થઇ જોગી શું જશો;
મૂકી મુજને જશો તવન, મારે માતા છે ઓરમન.
દયાદીલે, ધરો હે પીતા, નથી પરણી, હજી આ સુતા;

લડાવો લાડ, રાખી પ્યાર, તેને શું તમે, મુકો નિરાધાર.
જશો પીતા, નબાપી કરી, નક્કી એકલી, જઈશ મરી;
હવે ધરવો, કોનો આધાર, હતો આશરો મનેરે અપાર.

( ભર્તૃહરી તેને સમજાવી જંગલમાં જાય છે. )

**સર્વેપાત્રો**— કલ્યાણ.

શાણા અર્જુનો, પધારીયા તમે;
ભરથરી ભૂપ કેરો, ખેલ કર્યો અમે— [એ ટેક.]
ક્ષતી હોય દરેક વખતે, આવી હોય જે આજ;
ક્ષમા તેની માગે પ્રેમે, હળી મળી સમાજ. શાણા૦
ખેલ જેવો જોયો તેવી, ધરજો ઉરમાં ટેક;
સ્વદેશમાં કરો સુધારો, રાખીને વિવેક. શાણા૦
આર્યોને સુબોધવા, આરંભ્યું આ કાજ;
મદદ અમને આપી તેમા, હોંશે હોંશે આજ. શાણા૦
બીજા ખેલમાં ફરી પધારી, તમે દેજો દર્શન;
સાહેબ સૌને છે રજા, પધારો થઈ પ્રસંન. શાણા૦



